प्रकाशक
श्री खीमचंद चांपशी शाह
प्रमुख
श्री जैन आत्मानन्द सभा
भावनगर

प्रत ५००
मूल्य रु० ८।

वि० सं० २०३० आत्मसं० ७८
वीरनि० २५०० ई० १९७४



परमपूज्य आगमप्रभाकर श्रुतशीलवारिधि

**मुनिराज श्री पुण्यविजयजी महाराज**

[वि. सं. १९५२–वि. सं. २०२७]

समर्पणम्

**आगमप्रभाकराणाम्**

आजीवनं विविधशास्त्रसंशोधकानाम्

अनेकज्ञानभाण्डागारोद्धारकाणाम्

उदारचेतसां

**मुनिराजश्रीपुण्यविजयजीमहाराजानां**

करकमले

तेषामित्थं प्रेरणयोपबृंहणया च सम्पन्नमेनं ग्रन्थं

निदधानो धन्यत्वं कृतकृत्यत्वं चानुभवति

मुरिराजश्रीभुवनविजयान्तेवासी

मुनिजम्बूविजयः।

## સમર્પણ

આગમપ્રભાકર,

આજીવન વિવિધશાસ્ત્રોના સંશોધક,

અનેક જ્ઞાનભંડારોના ઉદ્ધારક, ઉદારચેતા,

મુનિરાજશ્રી પુણ્યવિજયજી મહારાજના કરકમલમાં

તેઓશ્રીની પ્રેરણા તથા ઉપબૃંહણાથી સંપાદિત થયેલા આ ગ્રંથને સમર્પિત કરતાં

ધન્યતા અને કૃતકૃત્યતા અનુભવું છું

— મુનિરાજશ્રી ભુવનવિજયાન્તેવાસી

મુનિ જંબૂવિજય.

# सन्दर्भग्रन्थसूचिः सङ्केतसूचिश्च


| ग्रन्थनामानि | प्रकाशकसंस्यादिकम् |
| --- | --- |
| उत्तराध्ययनसूत्र-बृहद्वृत्ति | देवचंद लालभाई पुस्तकोद्धारफंड, सुरत |
| ओघनि० = ओघनिर्युक्ति | आगमोदयसमिति, सुरत |
| चउप्पन्नमहापुरिसचरियं | प्राकृत टेक्स्ट सोसायटी |
| जीवसमास | |
| जैन साहित्य और इतिहास | [लेखक – नाथूराम प्रेमी] हीन्दी ग्रन्थ रत्नाकर कार्यालय, हीरावाग, वम्वई |
| जैन साहित्य संशोधक [खंड २, अंक ४ परिशिष्ट] | ईस्वीसन १९२४ पुना |
| तत्त्वार्थ | देवचंद लालभाई जैन पुस्तकोद्धार फंड, सुरत |
| तत्त्वार्थभाष्य | " |
| तत्त्वार्थराजवार्तिक | भारतीयज्ञानपीठ, काशी |
| दशवै० = दशवैकालिकसूत्र | |
| नन्दीसूत्रवृत्ति [मलयगिरिविरचित] | आगमोदय समिति, सुरत |
| निशीथभाष्य | सन्मति ज्ञानपीठ, आगरा |
| न्यायकुमुदचन्द्र | माणिक्यचंद्र दिगम्वर जैन ग्रन्थमाला |
| न्यायावतारवार्तिकवृत्ति | सिंघी जैन ग्रन्थमाला |
| पञ्चसं० = पञ्चसङ्ग्रह [दिगम्वर] | |
| पा० = पाणिनिव्याकरणम् | |
| प्रज्ञापनासूत्रवृत्ति [मलयगिरिविरचिता] | आगमोदय समिति, सुरत |
| प्रमाणनयतत्त्वालोक | |
| प्रमाणवा० = प्रमाणवार्तिकम् | बौद्ध भारती, वाराणसी |
| प्रवच० = प्रवचनसारः | |
| " तत्त्वदीपिकावृत्ति | |
| प्रशम० = प्रशमरतिप्रकरणम् | |
| बृहट्टिप्पणिका [जैन साहित्य संशोधक, खंड १ अंक २] | ईस्वीसन १९२५, पुना |
| बृहत्कल्पसूत्र | जैन आत्मानन्द सभा, भावनगर |
| " भाष्य | " |
| " " टीका | " |
| बृहत्संग्रहणी [जिनभद्रगणिक्षमाश्रमणविरचिता], | जैन आत्मानद सभा, भावनगर |

| | |
|---|---|
| **भगवती आराधना** | स्वामी देवेन्द्रकीर्ति दिगम्वर जैन ग्रन्थमाला कारंजा, वराड |
| **मूलाचार** | |
| **मूलाराधना** | स्वामी देवेन्द्रकीर्ति दिगम्वर जैन ग्रन्थमाला कारंजा, वराड |
| **योगशास्त्र–स्वोपज्ञवृत्ति** | जैनधर्मप्रसारकसभा, भावनगर |
| **ललितविस्तरा** | दिव्यदर्शन साहित्य समिति, अमदावाद |
| **रत्नाकरावतारिका** | लालभाई दलपतभाई भारतीय संस्कृति विद्यामन्दिर, अमदावाद |
| **वाक्यप०** = वाक्यपदीय | |
| **विशेषावश्यकभाष्य** – स्वोपज्ञटीकासहित | लालभाई दलपतभाई भारतीय संस्कृति विद्यामन्दिर, अमदावाद |
| **शाकटायनव्याकरण** | भारतीय ज्ञानपीठ, काशी, १९७३ |
| **ष० गुण०** = षड्दर्शनसमुच्चयगुणरत्नसूरिविरचितटीका, | भारतीयज्ञानपीठ काशी |
| **सन्मतितर्कवृत्ति** [अभयदेवसूरिविरचित] | गुजरात पुरातत्त्व मन्दिर, अमदावाद |
| **सि० = सिद्धहेमशब्दानुशासनम्** [हेमचन्द्रसूरिविरचितं व्याकरणम्], | |
| **स्याद्वादरत्नाकर** | आर्हतमत प्रभाकर कार्यालय, पुना |

उ० = उद्देश:
तु० = तुलना
पं० = **पङ्क्तिः**
पृ० = पृष्ठम्
सू० = सूत्रम्

# પ્રકાશકનું નિવેદન

જાણીતા શાકટાયન વ્યાકરણના રચયિતા શ્રી શાકટાયનાચાર્યે રચેલ "સ્ત્રીનિર્વાણપ્રકરણ તથા કેવલિભુક્તિ" એ બે પ્રકરણોને સમાવતો આ શાસ્ત્રીય ગ્રંથ અમારી "શ્રી આત્માનંદ જૈન ગ્રંથરત્નમાલા"ના ૯૩મા ગ્રંથ તરીકે પ્રગટ કરતાં અમને આનંદ થાય છે.

શ્વેતામ્બર જૈન સંઘ અને દિગંબર જૈન સંઘ વચ્ચે જે કેટલીક માન્યતાઓ કે જે કેટલાક સિદ્ધાંતોની બાબતમાં મતભેદ પ્રવર્તે છે, તેમાં "સ્ત્રીને મોક્ષ મળે કે નહીં" અને "કેવળજ્ઞાની કવળાહાર કરે કે નહીં"—એ બંને બાબતોનો પણ સમાવેશ થાય છે. શ્વેતામ્બરો સ્ત્રીના મોક્ષનો અને કેવળજ્ઞાનીના કવળાહારનો—એ બન્ને બાબતોનો—સ્વીકાર કરે છે, ત્યારે દિગંબરો એ બંને બાબતોનો ઇનકાર કરે છે. આ કારણે બંને સંઘોના સિદ્ધાંતગ્રંથો કે ધર્મશાસ્ત્રોમાં આ બંને બાબતોની ચર્ચા કરવામાં આવી હોય એ સ્વાભાવિક. શ્રી શાકટાયનાચાર્ય વિરચિત આ ગ્રંથરત્ન શ્વેતામ્બર માન્યતાનું સમર્થન અને દિગંબર માન્યતાનું નિરસન કરે છે.

શ્રી શાકટાયનાચાર્ય ન શ્વેતામ્બર સંઘના હતા, ન દિગંબર સંઘના; પણ તેઓ યાપનીય સંઘના હતા; અને તેઓ વિક્રમની નવમી-દસમી સદીમાં થઈ ગયા. આ યાપનીય સંઘે શ્વેતામ્બર અને દિગંબર એ બંને સંઘોની અમુક અમુક માન્યતાઓનો સ્વીકાર કર્યો હતો. અને સ્ત્રીમુક્તિ અને કેવલિભુક્તિની બાબતમાં એ શ્વેતામ્બર સંઘને માન્ય વલણ ધરાવતો હતો, એ વાત આ ગ્રંથ ઉપરથી પણ સુનિશ્ચિતપણે જાણી શકાય છે. આજે તો યાપનીય સંઘ નામશેષ બનીને ઇતિહાસ કે પુરાતત્ત્વનો વિષય બની ગયો છે.

આ તો આ ગ્રંથના કર્તા અને ગ્રંથના વિષય અંગે કેટલીક બહુ સામાન્ય વાત થઈ; અને એ અંગે વિશેષ કહેવાનો અમારો અધિકાર પણ ન કહેવાય.

આ ગ્રંથના વિદ્વાન સંપાદક પરમપૂજ્ય મુનિરાજ શ્રી જંબૂવિજયજી મહારાજે, પોતાની અભ્યાસપૂર્ણ, આધારભૂત અને માહિતી-સભર પ્રસ્તાવનામાં ગ્રંથ અને ગ્રંથકાર અંગે વિગતે ચર્ચા-વિચારણા કરી છે; સાથે સાથે બીજી પણ કેટલીક આનુષંગિક બાબતોનો એમાં સમાવેશ કર્યો છે; એટલે વિદ્વાનો, અભ્યાસીઓ અને જિજ્ઞાસુઓને એમાંથી આ અંગેની પૂરેપૂરી માહિતી મળી રહે એમ છે. વિશેષ આનંદની વાત તો એ છે કે તેઓશ્રીએ આ પ્રસ્તાવનામાં વિશેષ વિસ્તારથી ગુજરાતી ભાષામાં અને કંઈક સંક્ષેપથી સંસ્કૃત ભાષામાં—એમ ચાલુ લોકભાષામાં અને પ્રાચીન શાસ્ત્રભાષામાં—એ રીતે બંને ભાષામાં લખી છે. આથી તેઓની વિદ્વત્તા અને સંશોધનદૃષ્ટિનો લાભ, સંસ્કૃતભાષા નહીં જાણનાર જિજ્ઞાસુવર્ગને પણ અમુક પ્રમાણમાં મળી શકશે. અમારી સમજ મુજબ, આ પ્રથા એક ઉપયોગી અને અનુકરણીય પ્રથા છે.

પોતાની જીવનસાધના, જ્ઞાનસાધના અને શાસ્ત્રસંશોધનની અનેકવિધ પ્રવૃત્તિઓ વચ્ચે, આ ગ્રંથનું સંશોધન-સંપાદન કરવા જેવા જટિલ અને શ્રમસાધ્ય કાર્યની જવાબદારી પરમપૂજ્ય મુનિવર્ય શ્રી જંબૂવિજયજી મહારાજે, અમારા પરમ ઉપકારી ગુરુદેવ સ્વર્ગસ્થ પૂજ્યપાદ આગમપ્રભાકર, શ્રુતશીલવારિધિ મુનિપ્રવર શ્રી પુણ્યવિજયજી મહારાજ સાહેબના અનુરોધથી સ્વીકારી હતી. તેઓશ્રીએ પોતાની આ જવાબદારી કેવી સાંગોપાંગ પાર ઉતારી છે, એની સાક્ષી આ ગ્રંથ પોતે જ પૂરે છે, એટલે એ અંગે અમારે વિશેષ કહેવાપણું રહેતું નથી. આ ગ્રંથના સંપાદન માટે આટલી બધી જહેમત ઉઠાવવા બદલ અને અમારી સભા પ્રત્યે આવી મમતા બતાવવા બદલ અમે તેઓશ્રીનો અંતઃકરણથી ખૂબ ખૂબ ઉપકાર માનીએ છીએ.

અમે ઉપર સૂચવ્યું તેમ, આ ગ્રંથના પ્રકાશનના પ્રેરક પૂજ્યપાદ મુનિવર્યશ્રી પુણ્યવિજયજી મહારાજ હતા. તેઓશ્રી તો અમારી સભાના પ્રાણ અને સર્વસ્વ હતા; અને સભાના એક એક કાર્ય ઉપર તેઓશ્રીની પવિત્ર સ્મૃતિ અંકિત થયેલી છે. આ ગ્રંથના પ્રકાશન માટેની આર્થિક સહાય સ્વર્ગસ્થ પરમપૂજ્ય અનુયોગાચાર્ય પંન્યાસજી મહારાજ શ્રી નેમવિજયજી મહારાજ તેમજ પૂજ્ય પંન્યાસશ્રી ચંદનવિજયજી મહારાજની પ્રેરણાથી સભાને મળી છે. આ સહાય પોતાનાં સાંસારિક ભગિની—સાધ્વીજી મહારાજ સ્વર્ગસ્થ પ્રવર્તિની શ્રી દાનશ્રીજી મહારાજના શ્રેયનિમિત્તે અનુયોગાચાર્ય પં. શ્રી નેમવિજયજી મહારાજે અપાવી હતી. આજે જ્યારે આ ગ્રંથ છપાઇને પ્રગટ થઈ રહ્યો છે ત્યારે પૂજ્યપાદ પુણ્યવિજયજી મહારાજ તથા પૂજ્ય પંન્યાસ શ્રી નેમવિજયજી

મહારાજ—એ બંને પૂજ્ય પુરુષો વિદેહ થયા છે, એ વાતની નોંધ લેતા અમે ઘેરા વિષાદ અને દુ:ખની લાગણી અનુભવીએ છીએ; અને એ બંને પૂજ્યો પ્રત્યે અમારી ઊંડી કૃતજ્ઞતાની લાગણી દર્શાવીને એ બંને ધર્મપુરુષોને અમે ભાવપૂર્વક વંદના કરીએ છીએ.

સ્વ. પૂજ્ય પ્રવર્તિની સાધ્વીજી મહારાજ શ્રી દાનશ્રીજી મહારાજની પુણ્યસ્મૃતિ નિમિત્તે પ્રગટ થતા આ ગ્રંથ માટે અમને નીચે મુજબ સહાય મળી છે :

| | |
|---|---|
| ૧૦૦૦/- | પરમપૂજ્ય અનુયોગાચાર્ય પંન્યાસ શ્રી નેમવિજયજી મહારાજની પ્રેરણાથી સાધ્વી સમુદાયના ઉપદેશથી. |
| ૧૦૦૦/- | શ્રી આત્માનંદ જૈન ઉપાશ્રય શ્રીસંઘ, વડોદરા. |
| ૧૦૦૦/- | પૂજ્ય સાધ્વીજી શ્રી મૃગાવતીશ્રીજી મહારાજની પ્રેરણાથી શ્રીસંઘ, દિલ્હી. |
| ૫૦૧/- | પૂજ્ય પ્રવર્તિની સાધ્વીજી શ્રી દમયંતિશ્રીજી મહારાજની પ્રેરણાથી શ્રીસંઘ, જયપુર. |
| ૩૦૦/- | પૂજ્ય સાધ્વીજી શ્રીકુસુમશ્રીજી મહારાજની પ્રેરણાથી શ્રી શ્રાવિકાસંઘ, ડભોઈ. |
| ૨૦૧/- | પરમપૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી ચંદનવિજયજી ગણિની પ્રેરણાથી શેઠશ્રી ફૂલચંદભાઈ શામજી, મુંબઈ. |
| ૧૦૧/- | પૂજ્ય સાધ્વીજી શ્રી વિદ્યાશ્રીજી મહારાજની પ્રેરણાથી શ્રીસંઘ, વરતેજ. |
| ૧૦૧/- | શેઠ શ્રી ભીખમચંદજી ફોજમલજી, વડોદરા. |
| ૨૦૦/- | કપડવંજના પૂજ્ય સાધ્વીજી શ્રી ભદ્રાશ્રીજી મહારાજ આદિના ઉપદેશથી શ્રી માણેક શેઠાણીના શ્રાવિકા ઉપાશ્રયના શ્રાવિકા સંઘ તરફથી. |
| ૪૪૦૪/- | |

આ ગ્રંથના પ્રકાશનમાં આટલી રકમ ઉપરાંત જે કંઈ વધુ ખર્ચ થાય તે, વડોદરાના શ્રી આત્માનંદ જૈન ઉપાશ્રયના શ્રીસંઘ તરફથી મળી રહેવાનું છે.

આ સહાય માટે પ્રેરણા-ઉપદેશ આપનાર સૌ મુનિવરો તથા સાધ્વીજી મહારાજોનો તેમ જ સહાય આપનાર શ્રીસંઘો તથા મહાનુભાવોનો અમે હાર્દિક આભાર માનીએ છીએ. આવી ઉદાર સહાય મળવાને કારણે જ આ પુસ્તકની કિંમત પડતર કિંમતથી પણ ઘણી ઓછી અમે રાખી શકયા છીએ.

અનેક મુદ્રણકાર્યોના ભરાવા વચ્ચે અમદાવાદના સુપ્રસિદ્ધ પ્રેસ નવજીવન મુદ્રણાલયે આ ગ્રંથનું સુઘડ મુદ્રણકાર્ય કરી આપ્યું છે. ભાઈ રમેશચંદ્ર દ. માલવણિયાએ ગ્રંથનાં પ્રૂફો વાંચી આપવાની જવાબદારી સંભાળી છે. અને ગ્રંથ શુદ્ધ છપાય એ માટે પંડિત શ્રી દલસુખભાઈ માલવણિયાએ પૂરતો સહકાર આપ્યો છે તેમ જ આ ગ્રંથ છપાવવા તેમજ તેને લગતી ઘણી વ્યવસ્થા કરવામાં શ્રી રતિભાઈ દીપચંદ દેસાઈ સારી રીતે સહાયભૂત થયા છે. આ બધાનો અમે આભાર માનીએ છીએ.

**શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર**

## આ પ્રાચીન ગ્રંથરત્નના પ્રકાશનના પ્રેરક

# પૂજ્ય અનુયોગાચાર્ય પંન્યાસ શ્રી નેમવિજયજી ગણિ

પોતાના સંસારી નાનાં બહેન સ્વર્ગસ્થ સાધ્વીજી શ્રી દાનશ્રીજી મહારાજના શ્રેયાર્થે પરમપૂજ્ય પંન્યાસજી મહારાજ અનુયોગાચાર્ય શ્રી નેમવિજયજી ગણિએ, પૂર્વાચાર્ય શ્રી શાકટાનાચાર્યે રચેલ આ ગ્રંથરત્ન માટે પૂરી સહાય મેળવી આપી હતી. અને આ ગ્રંથનું છાપકામ તેઓની હયાતીમાં જ શરૂ થયું હતું. પણ આ ગ્રંથ પૂરો છપાઈને પ્રકાશિત થાય તે પહેલાં જ, કમનસીબે, તેઓશ્રીનો સ્વર્ગવાસ થયો; એટલે અમારા ઉપકારી એ મુનિભગવંતનો સંક્ષિપ્ત પરિચય અહીં આપી તેઓને અમે અમારી શ્રદ્ધાંજલિ અર્પણ કરીએ છીએ.

ગુજરાતના ફળદ્રુપ ચરોતર વિભાગનું ધર્મપરાયણ નાર ગામ તેઓનું વતન. વિ. સં. ૧૯૩૯ના કારતક સુદી ૧૦ના રોજ તેઓનો જન્મ. પિતાનું નામ મૂળજીભાઈ. માતાનું નામ હરિબાઈ. જ્ઞાતિ પાટીદાર. એમનું પોતાનું નામ નાથાભાઈ. એમના મોટા ભાઈનું નામ ઉમેદભાઈ. તેઓ એમનાથી ૩ વરસ મોટા હતા. એમનાં બહેનનું નામ ઝવેરબહેન. એ ઉંમરમાં નાથાભાઈ કરતાં ત્રણ વરસ નાનાં. એમના વડીલ કાકા તે હાથીભાઈ. આખું કુટુંબ જૈન ધર્મમાં આસ્થાવાળું.

કાકા હાથીભાઈ ઘરમાંય ત્યાગી-વૈરાગીની જેમ રહેતા. એકવાર એમનું મન સંસાર ઉપરથી ઊઠી ગયું. અને વિ. સં. ૧૯૫૬ના મૌન એકાદશી (માગસર સુદી ૧૧)ના પર્વદિવસે, તેઓએ ઉત્તર ગુજરાતના વિજાપુર ગામમાં, આચાર્ય મહારાજ શ્રી વિજયકમલસૂરીશ્વરજી (પંજાબી) પાસે દીક્ષા લીધી. તેઓનું નામ રાખ્યું હતું મુનિ હિંમતવિજયજી.

નાથાભાઈનાં લગ્ન તો સોનાબહેન સાથે થયેલાં. બીજી બાજુ ઝવેરબહેનને પણ પરણાવવામાં આવ્યાં હતાં. પણ નાથાભાઈ અને એમનાં બહેન ઝવેરબહેન—બંનેના આત્મા સંસારના રંગે નહીં પણ વૈરાગ્યના રંગે રંગાયેલા હતા. એટલે સંસારનો ત્યાગ કરવાનો સમય પાકે એટલી જ વાર હતી. અને એવો સમય પણ આવી પહોંચ્યો નાથાભાઈના કાકા હાથીભાઈ મુનિ હિંમતવિજયજી બનીને, દીક્ષા પછી તરત જ, નાર ગામે પધાર્યા. નાથાભાઈનાં વૈરાગી મનને જાણે મનગમતો અવસર મળી ગયો. ત્યાગી બનેલા કાકા—મુનિ હિંમતવિજયજીનો સંગ અને ઉપદેશ નાથાભાઈના મનમાં વસી ગયો. અને એમણે પેટલાદ ગામની પાસેના ખેડાસા પીપલી ગામે વિ.સં. ૧૯૫૬ના મહા સુદી પાંચમ (વસંત પંચમી)ના રોજ આચાર્ય મહારાજશ્રી વિજયકમલસૂરિ (પંજાબી) પાસે દીક્ષા લીધી. તેઓનું નામ મુનિ નેમવિજય રાખવામાં આવ્યું; અને તેઓ આચાર્ય મહારાજના શિષ્ય બન્યા.

ઝવેરબહેન પોતાના ભાઈ અને સોનાબહેન પોતાના પતિ નાથાભાઈનું નેમવિજયજી રૂપે પરિવર્તન થયેલું જોઈને એ બંને નણંદ-ભોજાઈએ પણ સંસારનો ત્યાગ કરવાનો સંકલ્પ કર્યો. અને સારા કામમાં સો વિઘ્ન એ કહેવત મુજબ પોતાના આ પુણ્ય સંકલ્પનો અમલ કરવા એ જ વિ.સં. ૧૯૫૬ના વર્ષમાં, વૈશાખ સુદી છઠ્ઠના રોજ, પંજાબમાં, હોશિયારપુર મુકામે, આચાર્યશ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજ પાસે, તે કાળના શાસન પ્રભાવક સાધ્વીજી શ્રી દેવશ્રીજીનાં શિષ્યાઓ તરીકે દીક્ષા લીધી. ઝવેરબહેનનું નામ દાનશ્રીજી અને સોનાબહેનનું નામ દયાશ્રીજી રાખ્યું. આ દાન-દયાની જોડી, તે કાળે, સંયમ પાલનને માટે પ્રેરણા પામવા માટે કહેવત રૂપ બની ગઈ હતી.

દીવે દીવો પેટાય એમ ત્યાગ દ્વારા ત્યાગને વધારવાની આ પ્રક્રિયા હજીય આગળ વધી. મુનિ નેમવિજયજીના મોટાભાઈ નાર ગામમાં રહેતા હતા તે મહારાજશ્રીને વંદન કરવા વડોદરા આવ્યા હતા. શ્રી નેમવિજયજી મહારાજે એમને પ્રતિબોધ કરીને વિશેષ જાગ્રત કર્યા; અને વિ.સં. ૧૯૫૬ના અષાડ સુદી ૧૧ના રોજ વડોદરામાં તેઓએ આચાર્યશ્રી વિજયકમલસૂરિ (પંજાબી) પાસે દીક્ષા લીધી. તેઓનું નામ મુનિ ઉત્તમવિજયજી રાખીને એમને એમના કાકા-સાધુ મુનિશ્રી હિંમતવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા.

પોતાના મોટી ઉંમરના જેઠને તેમજ પોતાના બે પુત્રો, પોતાની પુત્રી અને પોતાની પુત્રવધૂ—એમ પોતાના ઘરની બીજી ચાર વ્યક્તિઓને, યૌવનમાં ડગ માંડતી સાવ નાની ઉંમરે ઘર સંસારનો ત્યાગ કરતાં જોઈને કોનું અંતર દ્રવી ન ઊઠે? આ બધા



परमपूज्य अनुयोगाचार्य

**पंन्यासजी महाराज श्री नेमविजयजी गणि**

[वि. सं. १९३६–वि. सं. २०२९]

ત્યાગી આત્માઓના ત્યાગનો રંગ નાથાભાઈનાં માતુશ્રી હરિબાઈના અંતરને પણ સ્પર્શી ગયો. અને એમણે વિ.સં. ૧૯૭૭માં, પંજાબના પટ્ટી ગામમાં, આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી પાસે દીક્ષા લીધી. એમનું નામ ક્ષમાશ્રીજી રાખીને એમને સાધ્વીજી શ્રી દેવશ્રીજીનાં શિષ્યા જાહેર કરવામા આવ્યાં. આ કુટુંબનો સંયમ — વૈરાગ્યનો રંગ પણ કોઈ અજબ અને માન મુકાવે એવો હતો. એક જ વર્ષમાં એક જ ઘરની છ વ્યકિતઓ સંસારનો ત્યાગ કરી, ત્યાગી બનીને ચાલી નીકળી હતી!

મુનિશ્રી નેમવિજયજીનું મન તો ત્યાગ-વૈરાગ્યને જ ઝંખતું હતું એટલે એ તો શાસ્ત્રવાંચનમાં અને સંયમપાલનમાં એકાગ્ર બની ગયા. સાધુધર્મના વ્રતો અને નિયમોનું અપ્રમત્તભાવે પાલન કરવું, અને બાકીનો વખત સ્વાધ્યાયમાં – અધ્યયનમાં વિતાવવો; ન કોઈની નિંદા-કૂથલીમાં પડવું કે ન રાગ-દ્વેષની પરિણતિને વેગ મળે એવું કંઈ કરવું. અરે, તેઓને શિષ્યો વધારવાનો મોહ પણ એટલો ઓછો હતો કે, ૭૩ વર્ષ જેટલા સુદીર્ઘ દીક્ષા પર્યાયમાં પોતાના શિષ્ય તરીકે માત્ર ત્રણ મહાનુભવોને જ દીક્ષા આપી હતી. એમાંનાં માત્ર પંન્યાસ શ્રી ચંદનવિજયજી ગણિ અત્યારે હયાત છે; અને એમણે વિ.સં. ૧૯૮૪થી તે વિ.સં. ૨૦૨૯ સુધી લાંબા વખત સુધી પોતાના ગુરુવર્યની નિષ્ઠાથી ભકિત કરીને પોતાના સાધુજીવનને સફળ બનાવ્યું છે. બાકી એક અનુયોગાચાર્ય તરીકે, બીજાનાં શિષ્ય-શિષ્યા બનનાર અનેક વ્યકિતઓને તેઓએ દીક્ષાઓ આપી હતી.

શ્રી નેમવિજયજી મહારાજે ગુજરાત, સૌરાષ્ટ્ર, રાજસ્થાન, માળવા, બિહાર આદિ પ્રદેશોમાં વિચરીને તીર્થયાત્રાઓ કરવા સાથે ધર્મની પ્રભાવના કરી હતી. સંસ્કૃત, પ્રાકૃત ભાષા અને ન્યાય વગેરે વિષયોનો તેઓએ અભ્યાસ કર્યો હતો. તેઓનો સ્વભાવ નિજાનંદમાં મસ્ત, પ્રસન્ન અને શાસ્ત્રવાચનમાં લીન રહેવાનો હતો. કાળ કર્યો ત્યાં સુધી તેઓ કોઈક ને કોઈક ધર્મગ્રંથનું વાચન કરતા જ રહ્યા હતા. આ રીતે તેઓની પરિણતિ છેક છેલ્લી ઘડી સુધી સ્વસ્થ અને નિર્મળ રહી શકી હતી.

પોતાના ગુરુદેવના કાળધર્મ પછી તેઓએ પોતાના સમુદાયના વડા તરીકે આચાર્ય મહારાજશ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજ-ની નિશ્રા સ્વીકારી હતી. વિ.સં. ૧૯૮૬ના માગસર સુદી પાંચમે પાટણમાં તેઓને ગણિપદ અને એ જ વર્ષમાં ચૈત્ર વદી પાંચમે ..ા તીર્થમાં પંન્યાસપદ આપવામાં આવ્યું હતું. તેઓએ રાજસ્થાનમાં પહેલવહેલા ઉપધાન તપની આરાધના કરાવી હતી; અને ખરતરગચ્છનાં બહેનોએ પણ ભાગ લીધો હતો. એ જ રીતે પાટણમાં પણ, પ્રવર્તક શ્રી કાંતિવિજયજી મહારાજની નિશ્રામાં, ઉપધાન તપ કરાવ્યું હતું.

પોતાના શરીરની અસ્વસ્થતા અને વૃદ્ધાવસ્થાને કારણે પંન્યાસશ્રી નેમવિજયજી મહારાજ, છેલ્લાં દસ વર્ષથી, વડોદરામાં સ્થિરતા કરીને રહ્યા હતા. વિ.સં. ૨૦૨૯નું ચોમાસુ આચાર્ય વિજયસમુદ્રસૂરિજી મહારાજ આદિ ૧૬ સાધુભગવંતો અને એમની આજ્ઞામાં રહેનાર ૪૭ સાધ્વીજી મહારાજ વડોદરામાં ચોમાસુ રહ્યાં હતાં. વયોવૃદ્ધ મનુવર્યશ્રી નેમવિજયજીને માટે પોતાની છેલ્લી અવસ્થામાં એ યોગ બહુ આવકારદાયક અને અહ્લાદકારી થઈ ગયો. વિ.સં. ૨૦૨૯ના આસો સુદી ૮ના રોજ મહારાજજીની ત ..ત વધારે બગડી, અને આટલા વિશાળ સાધુ-સાધ્વી સમુદાય તથા વડોદરાના ભાવિક સંઘની હાજરીમાં, ધર્મ શ્રવણ કરતાં કરતાં અને નિર્યામણાની ભાવના ભાવતાં ભાવતાં, આસો સુદી ૧૧ના રોજ સવારના પાંચ વાગતાં, પંન્યાસ શ્રી નેમવિજયજી મહારાજ સ્વર્ગે સીધાવી ગયા!

વડોદરાના શ્રીસંઘે એમના પવિત્ર જીવનને અનુરૂપ એમને અંતિમ માન આપવા ભવ્ય સ્મશાન યાત્રા કાઢી હતી. સ્મ-શાનયાત્રામાં જૈન-જૈનેતર જનતાએ મોટી સંખ્યામાં હાજરી આપી હતી અને એ વખતે ઉપજ પણ ઘણી સારી થઈ હતી. અને પછી ગુણાનુવાદ સભામાં ચતુર્વિધ શ્રીસંઘે, આચાર્ય મહારાજ શ્રી વિજયસમુદ્રસૂરિજી મહારાજના સાંનિધ્યમાં, ભાવભરી અંજલિ આપી હતી. તેઓના શ્રેયનિમિત્તે વડોદરામાં અષ્ટોત્તરી શાંતિ સ્નાત્ર સહિત અઠ્ઠાઈ મહોત્સવ કરવામાં આવ્યો હતો, બીજાં પણ સુકૃત કરવામાં આવ્યાં હનાં અને જયપુર વગેરે સ્થાનોમાં ઓચ્છવ કરવામાં આવ્યા હતા. એ વયોવૃદ્ધ અને ચારિત્રવૃદ્ધ મુનિવરને અમે ભાવપૂર્વક વંદના કરીએ છીએ,

— પ્રકાશક

# પૂજ્ય પ્રવર્તિની સાધ્વીજી શ્રી દાનશ્રીજી મહારાજ

દક્ષિણ ગુજરાતનો નંદનવન જેવો રળિયામણો અને ફળદ્રુપ પ્રદેશ ચરોતર. એ ચરોતર પ્રદેશનું એક ગામ તે નાર. આ ગામની વિશેષતા એ છે કે એ ધર્મનાં રંગે ખૂબ રંગાયેલું છે. અને પાટીદાર કોમનાં ભાઈઓ-બહેનો પણ જૈન ધર્મ ઉપર આસ્થા ધરાવે છે અને ધર્મનાં વ્રતો અને નિયમોનું ઉલ્લાસથી પાલન કરે છે. આ ગામનાં અનેક ભાઈઓ-બહેનો દીક્ષા લઈને ત્યાગ માર્ગના પુણ્ય પ્રવાસી બન્યા છે અને ત્યાં શ્રીમદ્ રાજચંદ્રનો આશ્રમ સ્થપાયો છે, એ બીના પણ એના ધર્માનુરાગની સાક્ષી પૂરે છે.

નાર ગામમાં પટેલ નાગરદાસ લાલદાસનું કુટુંબ જૈનધર્મ પાળતું હતું. એ કુટુંબમાં વિ. સં. ૧૯૩૯ના ફાગણ સુદિ ૮ના રોજ એક પુત્રીનો જન્મ થયો. એના પિતાનું નામ મૂળજીભાઈ અને માતાનું નામ હરિબાઈ. દીકરીનું નામ ઝવેરબહેન. એનું રૂપ પણ ઝવેરાત જેવું અને તેજ પણ ઝવેરાત જેવું. બુદ્ધિ પણ એવી જ તેજસ્વી : ભણવામાં પહેલે નંબર પાસ થાય!

ઝવેરબહેન પરણાવવા લાયક થયાં એટલે પિતાએ એમનાં લગ્ન કર્યાં. મૂળજીભાઈએ લગ્ન સારી રીતે ઉજવ્યાં અને કરિયાવર પણ સારો આપ્યો. પણ આ તો પટેલ કોમ! કન્યા કરતાં કરિયાવરને વધારે મહત્ત્વ આપે. વેવાઈને એટલા કરિયાવરથી સંતોષ ન થયો; એટલે લગ્ન થવા છતાં ઝવેરબહેનને સાસરે જવાનું ન થયું. કેટલાક વખત પછી વેવાઈને પોતાની ભૂલ સમજાઈ અને એમણે ઝવેરબહેનને પોતાને ત્યાં મોકલી આપવા મૂળજીભાઈને કહેવરાવ્યું. પણ ભવિતવ્યતા કંઈક જુદી જ હતી. ઝવેરબહેને સંસારીઓને માટે આપત્તિરૂપ ગણાતી આ ઘટનાને ઈષ્ટ અને પોતાના માટે હિતકારી ગણીને મનોમન નક્કી કરી લીધું હતું કે સર્યું હવે સાસરે જવાથી! હવે તો તીર્થંકર ભગવાને બતાવેલા સંયમ-વૈરાગ્યના ત્યાગ માર્ગનું અને ધર્મનું શરણ લઈને જીવનને પવિત્ર બનાવવાનો પ્રયત્ન કરવો.

મનમાં આ સંકલ્પ દૃઢ બની ગયો હતો, અને ઝવેરબહેનને હંમેશાં એના જ વિચારો આવતા રહેતા હતા. એટલે પછી સાસરે જઈને ઘરસંસાર શરૂ કરવાની તો વાત જ ક્યાં રહી? એ બધું એમને નરી જંજાળ જેવું અકારું લાગતું હતું. એવામાં એમના પિતાજી વીસસ્થાનક પદના ચારિત્ર પદની ઓળીની આરાધના કરતાં કરતાં બીમાર થઈ ગયા. વીશ સ્થાનકની વિધિને માટે દેરાસરમાં ખમાસણાં દેતાં દેતાં એમને પેટમાં એકાએક દુખાવો ઊપડ્યો. કુટુંબીજનોએ એમની બનતી બધી સારવાર કરી પણ તેઓ સાજા ન થયા. મરણ પથારીએ પણ મૂળજીભાઈને પોતાની પુત્રીના ભાવીની ચિંતા સતાવ્યા કરતી હતી. ચતુર ઝવેરબહેન પિતાજીના મનને પારખી ગયાં. એમણે કહ્યું : આપને મારી ચિંતા કરવાની જરૂર નથી. આપે આપેલા ધર્મસંસ્કારો જરૂર મારા ભવિષ્યને સુધારશે. હું હવે મારી જાતને ધર્મને ચરણે સોંપી દેવાની છું. પછી ચિંતા કેવી? માટે આપ સ્વસ્થ રહેશો અને મનમાં ભગવાનનું જ ધ્યાન રાખશો. શાણી ધર્મશીલ પુત્રીની વાત સાંભળ્યા પછી મૂળજીભાઈએ શાંતિથી દેહ છોડયો!

મૂળજીભાઈનો સ્વર્ગવાસ ઝવેરબહેનને સંસારની અસારતાનો અને જીવનની ક્ષણભંગુરતાનો વિશેષ ખ્યાલ આપી રહ્યો. ઝવેર-બહેનનું મન સંસારનો ત્યાગ કરવા વધુ ઉત્સુક બની ગયું.

ઝવેરબહેનના કાકા હાથીભાઈ અને ભાઈ નાથાભાઈ પણ બહુ ધર્મશ્રદ્ધાળુ હતા. હાથીભાઈએ વિ. સ. ૧૯૫૬ના માગસર સુદિ ૧૧ના રોજ (મૌન અગિયારશના પર્વ દિને) વીજાપુરમાં આચાર્યશ્રી વિજયકમલસૂરિજી મહારાજ(પંજાબી)ના શિષ્ય તરીકે દીક્ષા લીધી. એમનું નામ મુનિ હિંમતવિજયજી રાખવામાં આવ્યું. કાકાની ત્યાગ ભાવનાની અસર તરત જ ભત્રીજા નાથાભાઈના મન ઉપર થઈ. અને એમણે, કાકાની દીક્ષા પછી બે મહિના કરતાં પણ ઓછા સમય બાદ. વિ. સ. ૧૯૫૬ના મહા સુદિ ૫ (વસંત પંચમી)ના રોજ પેટલાદ પાસે આવેલ ખેડાસા પીપલી ગામમાં, લગ્ન થયેલ હોવા છતાં, વીસ જ વર્ષની ભર યુવાનવયે, આચાર્ય શ્રી વિજયકમલસૂરિજી (પંજાબી)ના શિષ્ય તરીકે દીક્ષા લીધી. એમનું નામ મુનિ નેમવિજયજી રાખવામાં આવ્યું. (એમનો વિશેષ પરિચય બીજે આપ્યો છે.)

નાથાભાઈની પત્નીનું નામ સોનાબાઈ હતું. સોનાબાઈના પતિએ દીક્ષા લીધી અને ઝવેરબહેન પરણીને સાસરે જ ન ગયાં, એટલે ભોજાઈ અને નણંદ બંને સહજપણે સમદુખિયાં બની ગયાં, બંનેનાં હૃદયમંદિરમાં ધર્મભાવનાનો વાસ હતો, એટલે કોઈને



परमपूज्य प्रवर्तिनी

**साध्वीजी श्री दानश्रीजी महाराज**

[वि. सं. १९३९–वि. सं. २००६]

પોતાને સંસારનું સુખ ભોગવવા ન મળ્યાનો અફસોસ ન હતો. બંનેનાં અંતર ધર્મઆરાધનાની પોતાને વિશેષ મોકળાશ મળ્યાની નિરાંત અનુભવી રહ્યાં. બંનેએ દીક્ષા લેવાનો નિશ્ચય કર્યો. અને પોતાના આ નિશ્ચયને સફળ બનાવવા, મુનિરાજશ્રી નેમવિજયજીની પ્રેરણાથી, તેઓ છેક પંજાબમાં હોશિયારપુરમાં બિરાજતા આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી (તે સમયે મુનિ શ્રી વલ્લભવિજયજી) મહારાજ પાસે પહોંચી ગયાં. અને જે વર્ષમાં શ્રી હાથીભાઈ તથા નાથાભાઈએ દીક્ષા લીધી હતી તે જ વિ. સ. ૧૯૫૬ની સાલમાં વૈશાખ સુદિ ૬ના રોજ આચાર્યશ્રીના હાથે દીક્ષા અંગીકાર કરી. બંનેને સાધ્વીશ્રી દેવશ્રીજી મહારાજનાં શિષ્યા બનાવવામાં આવ્યાં. ઝવેરબહેનનું નામ સાધ્વી દાનશ્રીજી અને સોનાબાઈનું નામ સાધ્વી દયાશ્રીજી રાખવામાં આવ્યું. જ્ઞાન-ચારિત્રની આરાધના અને સંયમની સાધના માટે આ દાનશ્રીજી-દયાશ્રીજીની જોડી આદર્શ લેખાવા લાગી.

આ પછી થોડા જ દિવસ બાદ ઝવેરબહેનના મોટા ભાઈ ઉમેદભાઈએ તેવીસ વર્ષની યુવાન વયે પોતાના કાકા-ગુરુ મુનિશ્રી હિંમતવિજયજીના શિષ્ય તરીકે દીક્ષા લીધી. એમનું નામ રાખ્યું મુનિશ્રી ઉત્તમવિજયજી. પોતાનાં આટલાં બધાં સંતાનો અને કુટુંબીઓના વૈરાગ્યની ભાવના ઝવેરબહેનના માતુશ્રી હરિબાઈના મનને સ્પર્શી ગઈ. અને તેઓએ પણ, પંજાબમાં પટ્ટીગામે વિ. સ. ૧૯૫૭માં આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજના હાથે દીક્ષા લીધી. તેઓનું નામ સાધ્વી શ્રી ક્ષમાશ્રીજી રાખીને એમને સાધ્વીજી શ્રીદેવીશ્રીના શિષ્યા બનાવવામાં આવ્યાં. એકાદ વર્ષથીયે ઓછા સમયમાં જે કુટુંબનાં ત્રણ પુરુષો અને ત્રણ મહિલાઓ દીક્ષા લે એ કુટુંબની ધર્મ પ્રીતિ કેવી ઉત્કટ હોવી જોઈએ! વિ. સ. ૧૯૫૬ની સાલ તો ગુજરાતમાં 'છપ્પનિયા દુકાળ' તરીકે બદનામ થયેલી હતી; પણ શ્રી મૂળજીભાઈના કુટુંબને માટે એ કેટલો મોટો ધર્મનો ફાલ આપી ગઈ!

દીક્ષા લીધા પછી સાધ્વીજીશ્રી દાનશ્રીનું આંતરિક તેજ અને ખમીરને વિકસવાની જાણે મોકળાશ મળી ગઈ. તેઓ જ્ઞાન અને ધર્મક્રિયાની સાધનામાં એકાગ્ર બની ગયાં. અને એ રીતે સંયમયાત્રાનું નિર્મળપણે પાલન કરતાં એમણે પોતાનાં ગુરૂણીજી મહારાજના સાંનિધ્યમાં છ ચોમાસાં પંજાબમાં જુદાં જુદાં સ્થાનોમાં કર્યાં. સાતમું ચોમાસું બીકાનેરમાં કરીને બહેનોમાં ખૂબ ધર્મ-જાગૃતિ કરી. મુનિરાજ શ્રી લલિતવિજયજી (પછી આ.શ્રી વિજયલલિતસૂરિજી) પાસે કલ્પસૂત્રનાં વ્યાખ્યાનો ધાર્યાં અને કોચર કુટુંબના રંભાબહેનને દીક્ષા આપી, એમનું નામ સાધ્વી રત્નશ્રી રાખ્યું. આ તેઓનાં પ્રથમ શિષ્યા થયાં. પછી રાજસ્થાનના કળાનાં ધામ સમાં આબૂ વગેરે તીર્થોની યાત્રા કરીને તેઓએ ગુજરાત તરફ વિહાર કર્યો. અને ગુજરાતનાં તીર્થોનાં દર્શન કરીને તેઓ ગિરિરાજ શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રા માટે પાલીતાણાં પહોંચ્યાં. અનંત જીવોના સિદ્ધિસ્થાનરૂપ આ તીર્થની યાત્રા કરીને તેઓનો ધર્મમય આત્મા અપૂર્વ ઉલ્લાસ અનુભવી રહ્યો. તેઓએ આઠમું ચોમાસું સિદ્ધગિરિમાં જ કર્યું.

ચોમાસું ઊતરતાં સાધ્વીજી શ્રી દાનશ્રીજી ભાવનગર ગયાં. ભાવનગરમાં શાંતિમૂર્તિ મુનિરત્ન શ્રી હંસવિજયજી મહારાજના દર્શન અને પરિચયનો લાભ લઈ તેઓ વડોદરા ગયાં. નવમું ચોમાસું વડોદરામાં કરી બહેનોમાં ખૂબ ધર્મજાગૃતિ કરી. સાધ્વીજીને જ્ઞાનોપાસના તરફ વિશેષ અનુરાગ હતો એટલે પોતાની શાસ્ત્રાભ્યાસની ભાવનાને પૂરી કરવા, ભરૂચના સુપ્રસિદ્ધ શાસ્ત્રોના જાણકાર, સ્વનામધન્ય શ્રાવકરત્ન શ્રી અનુપચંદભાઈ પાસે અભ્યાસ કરવા તેઓ ભરૂચ ગયાં; અને એકાગ્રતાથી ખૂબ અભ્યાસ કર્યો. સાધ્વીજીની તેજસ્વી બુદ્ધિ, ધર્મતત્ત્વની ઉત્કટ જિજ્ઞાસા અને અભ્યાસ માટેની પરિશ્રમશીલતા જોઈને શ્રી અનુપચંદભાઈ ખૂબ પ્રસન્ન થયા. વિ.સં. ૧૯૬૫નું દસમુ ચોમાસું એમણે ત્યાં જ કર્યું.

દસ વર્ષના દીક્ષાપર્યાય પછી છવ્વીસ વર્ષની તરવરતી—ઉછરતી ઉંમરે પણ, સાધ્વીજી શ્રી દાનશ્રીજીમાં આત્મસાધના અને શાસન પ્રભાવના માટેનું ઠરેલપણું અને પીઢપણું આવી જવાને કારણે તેઓ આદર્શ અને શાસનપ્રભાવિકા ધર્મગુરૂણી તરીકેનું ગૌરવ મેળવી શકયાં હતાં. તેઓની આસપાસ જાણે ધર્મભાવનાની સુવાસ પ્રસરી રહેતી.

ભરૂચના ચોમાસાને જ્ઞાનોપાર્જનથી ધન્ય બનાવીને સાધ્વીજી વડોદરા પધાર્યાં અને ૧૧મું ચોમાસું ત્યાં જ કર્યું. આ વર્ષે જ આચાર્ય શ્રી આત્મારામજી મહારાજના સાધુસમુદાયનું ઐતિહાસિક સંમેલન વડોદરામાં થયું, તે જોવાના અને સમુદાયના અગ્રણી એવા અનેક મુનિવરોના દર્શનનો વિરલ લાભ એમને મળ્યો. આ અરસામાં જ છાંણીવાળાં મોતીબહેનની દીક્ષા થઈ. એમનું નામ સાધ્વી સૌભાગ્યશ્રીજી રાખીને એમને સાધ્વીજીના શિષ્યા બનાવવામાં આવ્યાં. બારમું અને તેરમું ચોમાસું પણ વડોદરામાં જ થયું અને ૧૪મું ચોમાસું તેઓએ ખેડામાં કર્યું.

પછી બોરુ, અમદાવાદ, મહુવા, પાટણ, મહેસાણા, કપડવંજ, બીકાનેર, ફલોધી, પાલનપુર જેવાં જુદાં જુદાં સ્થાનોમાં ચતુર્માસ કરીને સાધ્વીજી શ્રી દાનશ્રીજીએ તે તે શહેર–ગામનાં સંઘોને અને ખાસ કરીને શ્રાવિકા બહેનોને ધર્મભાવનાનું ખૂબ પાન કરાવ્યું હતું. એમણે પંજાબ, ગુજરાત, સૌરાષ્ટ્ર અને રાજસ્થાનમાં વિહારો કરીને તે તે પ્રદેશમાં શક્ય તેટલો ધર્મોપકાર કર્યો હતો.

એમના વિ. સં. ૧૯૭૮ના ૨૩માં ચોમાસામાં મહેસાણાની બહેનોને તેઓએ જ્ઞાનોપાસનાનો જે રંગ લગાડ્યો હતો તે ચિરસ્મરણીય બની ગયો હતો.

પોતાનાં માતા સાધ્વીજી મહારાજ શ્રી ક્ષમાશ્રીજીનું લાંબી બીમારીને કારણે વિ. સં. ૧૯૭૯થી વિ. સં. ૧૯૮૪ સુધીનાં છ ચોમાસાં સાધ્વીજી શ્રી દાનશ્રીજીને એકસ્થાને કપડવંજમાં જ કરવાં પડ્યાં હતાં. બીમાર સાધ્વીજીની સેવામાં તેઓ એવાં એકાગ્ર થઈ ગયાં હતા કે એમને ગમે તે રીતે સાતા આપવી એ જ એમનું જીવનધ્યેય બની ગયું હતું.

વિ. સં. ૧૯૮૪ના ચોમાસા પછી પહેલી જ વાર તેઓ પોતાના વતન નાર ગામમાં પધાર્યાં ત્યારે નાર ગામની જનતાએ એ ત્યાગી અને જ્ઞાની સાધ્વીજીનું ખૂબ ઉમળકાથી સ્વાગત કર્યું હતું. આ પ્રસંગે મુનિરાજશ્રી ઉત્તમવિજયજીએ નારના જિનમંદિરની પ્રતિષ્ઠા કરી એનો તેઓએ લાભ લીધો.

૩૧મું ચોમાસું વડોદરામાં કરીને તેઓએ મારવાડની પંચતીર્થની યાત્રા કરીને ૩૨મું ચોમાસું બીકાનેરમાં કર્યું. આ ચોમાસા પછી આચાર્ય શ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજની નિશ્રામાં જેસલમેરનો સંઘ નીકળ્યો એમાં સાધ્વીજીએ જેસલમેર તથા લોદ્રવા તીર્થની યાત્રાનો અને ત્યાંના અમૂલ્ય ગ્રંથભંડારોનાં અને તાડપત્રની વિરલ હસ્તપ્રતોનાં દર્શનનો લાભ લીધો.

વિ. સં. ૧૯૮૭નું ૩૩મું ચોમાસું ફલોદિમાં કર્યું. અને ચોમાસું પૂરું થતાં, આચાર્ય મહારાજશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજની નિશ્રામાં શેઠશ્રી પાંચુલાલજીએ જેસલમેરનો સંઘ કાઢ્યો, એમાં સાધ્વીજી શ્રી દાનશ્રીજીએ જેસલમેરની ફરી યાત્રા કરી.

પછી તેઓ ગુજરાત પધાર્યાં, પછીના તેઓનાં ૩૪થી ૪૯ સુધીના ૧૬ ચોમાસાં પાટણ, અમદાવાદ, કપડવંજ અને પાલનપુર—એમ ચાર શહેરોમાં જ થયાં. તેમાંય ખાસ કરીને સાધ્વીજીઓના અભ્યાસ માટે વિ. સં. ૧૯૯૯થી ૨૦૦૫ સુધીનાં છેલ્લાં છ ચોમાસાં તો કપડવંજ શહેરમાં જ થયાં.

કપડવંજના વિ. સ. ૨૦૦૩ના ૪૭મા ચતુર્માસ દરમ્યાન સાધ્વીજી શ્રીદાનશ્રીજીના ગુરુણી સાધ્વીજી શ્રી દેવીશ્રીજી આસો સુદિ ૬ના રોજ, પંજાબમાં અમૃતસરમાં, સ્વર્ગવાસી થયાના સમાચાર જાણીને તેઓએ પોતાના પરમ ઉપકારી ગુરુના વિરહથી મોટો આઘાત અનુભવ્યો. સાધ્વીજી શ્રીદેવીશ્રીજી વિદુષી. ગંભીર. સહનશીલ, સમતાળુ, નિઃસ્પૃહ, તપસ્વિની અને વિદ્યાપ્રેમી હતાં. તેઓનો પંજાબનાં જૈન બહેનો ઉપર અપાર ઉપકાર છે. અસંખ્ય બહેનોને તેઓએ ધર્મ પમાડીને પોતાના સાધ્વી જીવનને ધન્ય અને યશસ્વી બનાવ્યું હતું. એ વીર નારીએ પંજાબમાં જૈન ધર્મનો ઉદ્યોત કરવા માટે આ યુગમાં સૌ પ્રથમ દીક્ષા લીધી હતી. અને પોતાના ધર્મપ્રભાવથી પંજાબના ગુજરાનવાલાના શ્રી આત્માનંદ જૈન ગુરુકુળ માટે પંજાબમાંથી હજારો રૂપિયા એકત્ર કર્યા હતા. આવાં તેજસ્વી અને જાજરમાન ગુરુણીનો વિરહ સાધ્વી શ્રી દાનશ્રીજીને બહુ વસમો થઈ પડ્યો. સંસારની અસારતાનો વિચાર કરી તેઓએ પોતાના મનને સાન્તવન આપવા પ્રયત્ન કર્યો.

કપડવંજનાં ચોમાસા દરમ્યાન દાનશ્રીજી મહારાજની આંખોનાં તેજ ઓછાં થઈ ગયાં, છતાં ધર્મ સાંભળવાની એમની જિજ્ઞાસા ખૂબ જાગતી હતી. આ સમય દરમ્યાન તેઓએ પોતાના સાધુ–ભ્રાતા પંન્યાસ શ્રી નેમવિજયજી મહારાજ પાસેથી કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યે રચેલ ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર નામે મહાન ગ્રંથનું શ્રવણ કર્યું અને અન્ય સાધ્વીજીઓએ પણ એ ગ્રંથનું અધ્યયન કર્યું. અને એ રીતે પોતાની બીમારીના સમયને પણ સફળ બનાવ્યો.

વિ. સં. ૨૦૦૫ના કપડવંજના છેલ્લા ચતુર્માસમાં તેઓની તબિયત બગડી. સંઘે ઉપચાર ઘણાં કર્યાં; પણ ઉત્તરોત્તર તબિયત વધારે ખરાબ થતી ગઈ. છેવટે વિ. સં. ૨૦૦૬ના મહાવદિ ૧૧ના રોજ આ ધર્મપ્રભાવક સાધ્વીજી મહારાજ સ્વર્ગવાસ પામી ધન્ય બની ગયાં!

૬૭ વર્ષની ઉંમરમાં ૫૦ વર્ષ જેટલા લાંબા સમય સુધી નિર્મળ સંયમની યાત્રા કરીને, હજારો બાળજીવો અને બહેનોને ધર્મનો બોધ પમાડી, અનેક બહેનોને પ્રતિબોધ પમાડી દીક્ષા આપીને અને પચાસ જેટલી શિષ્યા–પ્રશિષ્યાઓનો બહોળો પરિવાર શ્રીસંઘને ભેટ આપીને, સ્વર્ગે સિધાવેલાં એ મહાન સાધ્વીજીને આપણી અનેકાનેક વંદના હો!

**—ફૂલચંદ હરિચંદ દોશી**

**श्रीशंखेश्वरपार्श्वनाथाय नमः।**

आचार्यमहाराजश्रीमद्विजय**सिद्धि**सूरीश्वरजीसद्गुरुदेवेभ्यो नमः।
आचार्यमहाराजश्रीमद्विजय**मेघ**सूरीश्वरजीसद्गुरुदेवेभ्यो नमः।
सद्गुरुदेवमुनिराजश्री**भुवनविजयजीपाद**पद्मेभ्यो नमः।

# प्रास्ताविकं किञ्चित्

परमकृपालोः **परमात्मनः सद्गुरुदेवानां** च कृपया शाकटायनाचार्यविरचितः स्वोपज्ञवृत्तियुतः स्त्रीनिर्वाणप्रकरण-केवलिभुक्तिप्रकरणात्मकोऽयं ग्रन्थो विदुषां पुरत उपन्यस्यते।

## विषयः

जैनेषु विप्रतिपत्तिद्वयम्—स्त्रियो निर्वाणं गन्तुमर्हन्ति केवलिनश्च कवलाहारं कुर्वत इति श्वेताम्बरजैनाः, स्त्रियो निर्वाणं गन्तुं नार्हन्ति केवलिनश्च कवलाहारं नैव कुर्वत इति दिगम्बरजैनाः। श्वेताम्बराणां दिगम्बराणां च मध्येऽयं विवादश्चिरात्—प्रायो वर्षाणां सहस्रद्वयात्—प्रचलति। किन्तु प्राचीन समये यापनीयाभिधा अपि जैनमुनय आसन् ये त्रिस्थानदोषरहितानां साधूनां वस्त्रग्रहणनिषेधेऽपि त्रिस्थानपतितानां साधूनां वस्त्रग्रहणमन्वमन्यन्त, दृश्यतां पृ० २१-२२। स्त्रीणां तु सर्वासामपि वस्त्रग्रहणमावश्यकम्, अतः साध्व्यो वस्त्रधारिण्योऽपि निर्वाणस्याधिकारिण्य इति स्पष्टमेव तेऽमन्यन्त। 'केवलिनः कवलाहारं कुर्वते' इत्यपि तेऽङ्गीचक्रुः। श्वेताम्बरसम्मताः सूत्र-निर्युक्त्यादयो ग्रन्था अपि तेषां बाढं प्रमाणभूताः।

अयं च यापनीयानां सङ्घो दर्शनसारकृतां देवसेनसूरीणाभिप्रायेण २०५ विक्रमसंवत्सरे प्रादुर्भूतः। इमे यापनीयाः पूर्णरूपेण न श्वेताम्बरा नापि दिगम्बराः, किन्तूभयांशावलम्बित्वादुभयोर्विवादे मध्यस्थरूपाः सेतुभूता आसन्निति ऐतिह्यविद आमनन्ति, तथापि यापनीयसङ्घान्तर्गताः साधवः सामान्यतो नग्ना अभूवन्निति दिगम्बरेष्वपि तेषामन्तभार्वः षड्दर्शनसमुच्चयबृहद्वृत्त्यादौ विहितो विलोक्यते। अत एव यापनीयानां प्रभूतं साहित्यं मन्दिर-जिन-प्रतिमादिकं च कालान्तरेण दिगम्बरेष्वन्तर्भूतमिति इतिवृत्तज्ञा अभिदधति।

तथाहि—दिगम्बरेषु सम्प्रति अत्यन्तं बहुमतः शिवार्यविरचितो मूलाराधनाग्रन्थः तद्वृत्तयश्च यापनीयसङ्घाभिमतं सिद्धान्तमाश्रित्यैव प्रवृत्ता इति स्पष्टं तद्विलोकनादवसीयते। किञ्चान्यत्, शाकटायनाचार्यविरचितं सम्प्रति ग्रन्थद्वयमुपलभ्यते—अमोघावृत्तियुतं शाकटायनं व्याकरणम्, स्वोपज्ञवृत्तियुतः स्त्रीनिर्वाण-केवलिभुक्तिप्रकरणग्रन्थश्च। तत्र शाकटायनव्याकरणवृत्तौ शाकटायनो महता बहुमानेन शिवार्यमनेकशो निर्दिदेश। तथैव स्त्रीनिर्वाणप्रकरणेऽपि [पृ० १९] धर्मोपकरणस्यापरिग्रहत्वं साधयन्

"अस्मिन्नर्थे भगवदाचार्य**शिवस्वामिनः सिद्धिविनिश्चये** युक्त्यभिधायि आर्याद्वियमाह—यत् संयमोपकाराय ....... ॥"

इति शिवार्यमतं प्रमाणत्वेन निर्दिदेश। तथा च शिवार्यस्य यापनीयत्वेऽपि सम्प्रति दिगम्बरेषु तद्विरचितो ग्रन्थः प्रसिद्धो बहुमतश्च।

## कर्ता तत्समयश्च

यापनीय यतिसङ्घसिद्धान्तानुसारिणा विविधशास्त्रपारगामिना यापनीययतिग्रामाग्रण्या शाकटायनाचार्येण अयं स्त्रीनिर्वाण-केवलिभुक्तिसिद्धान्तः पूर्वपक्षोत्तरपक्षविरचनया विशेषतस्तर्कानुसारिशैल्या स्त्रीनिर्वाण-केवलिभुक्तिप्रकरणयोर्विस्तरेणोपन्यस्तः प्रारम्भकाले। ततः परं श्वेताम्बरैरपि प्राधान्येनैते प्रकरणे अनुसृत्य यथायोगं विस्तरेण संक्षेपेण वा स्वीयेषु स्वीयेषु ग्रन्थेषु विशदीकृतोऽयं सिद्धान्तः। दिगम्बराचार्या अपि स्त्रीनिर्वाण-केवलिभुक्तिखण्डनं कुर्वन्तः पूर्वपक्षरूपेण एतं शाकटायनीयं ग्रन्थं मनसि निहितवन्तः। एतज्जिज्ञासुभिरत्र मुद्रितानि परिशिष्टानि विलोकनीयानि।

'किञ्चिद् मूलम्, ततः परं वृत्तिः' इत्येवं मिश्रकवृत्त्या सह विरचितस्यास्य ग्रन्थस्य कर्ता शाकटायनाचार्य इति स्पष्टमुल्लिखितमेवात्र ग्रन्थान्ते, दृश्यतां पृ० १२।

वैक्रमे द्वादशे शतके विद्यमाना वादिदेवसूरयोऽपि एतदेवाहुः स्याद्वादरत्नाकरे, दृश्यतामत्र परिशिष्टे पृ० ९७।

"केवलिभुक्ति-स्त्रीमुक्तिप्रकरणं शब्दानुशासनकृत्शाकटायनचार्यकृतम्, तत्संग्रहश्लोकाश्च ९४।" इति वैक्रमे पञ्चदशे शतके विद्यमानेन केनचिज्जैनविदुषा विरचितायां बृहट्टिप्पनिकायामपि विलोक्यते।

"शाकटायनोऽपि यापनीययतिग्रामाग्रणीः स्वोपज्ञशब्दानुशासनवृत्तावादौ भगवतः स्तुतिमेवमाह" इति वैक्रमे द्वादशे त्रयोदशे च शतके विद्यमानाः मलयगिरिसूरयोऽपि नन्दीसूत्रवृत्तौ प्राहुः।

शाकटायनव्याकरणस्वोपज्ञवृत्तौ "अरुणद् देवः पाण्ड्यम्। अदहदमोघवर्षोऽरातीन्" (४।३।२०८) इत्युदाहरणानि पश्यन्तोऽन्यच्च बहुतरं परिशीलयन्तो विद्वांसः शाकटायनस्य समयं शकसंवत् ७३६-७८९ मध्ये (विक्रमसंवत् ८७१-९२४ मध्ये) निर्धारयन्ति।

आचाराङ्गसूत्रवृत्तेः सूत्रकृताङ्गसूत्रवृत्तेश्च कर्तारः शीलाचार्याः सूत्रकृताङ्गवृत्तौ प्राधान्येन शाकटायनविरचितं केवलिभुक्तिप्रकरणमेवानुसृत्य केवलिभुक्तिं साधयामासुः, दृश्यतामत्र परिशिष्टे पृ० ८५-८८। आचाराङ्गवृत्तिश्च तैः शकसंवत् ७८४ वर्षे [विक्रमसंवत् ९१९ वर्षे], प्रत्यन्तरान्तर्गतोल्लेखानुसारेण शकसंवत् ७९८ वर्षे [विक्रमसंवत् ९३३ वर्षे] वा विरचितेति तैरेव स्पष्टमावेदितम्। अतो विद्वद्भिर्निश्चितः शाकटायनसमयः संवदति शीलाचार्यसमयेनापि।

अस्मिन् विषये नाथूरामप्रेमी–दलसुखभाई मालवणिया – महेन्द्रकुमारशास्त्र्यादिभिरपि तेषु तेषु निबन्धेषु न्यायावतारवार्तिकवृत्तेः प्रस्तावनायां न्यायकुमुदचन्द्रप्रस्तावनायां, जर्मनदेशीयैः PROF. ROBERT BIRWE इत्येभिः पं० हीरालाल-जैन-आदिनाथोपाध्यायाभ्यां च शाकटायनव्याकरणस्य आंग्लभाषामय्यां प्रस्तावनायाम् अन्यैश्च विद्वद्भिस्तत्र तत्र यथायोगं विस्तरेण चर्चितम्। अस्माभिरपि अस्य ग्रन्थस्य गुर्जरभाषामय्यां प्रस्तावनायां यथायोगं विस्तरेण निर्दिष्टमेतम्। अतस्तत्र विलोकनीयं विशेषजिज्ञासुभिः।

बौद्धाचार्यधर्मकीर्तिविरचितात् प्रमाणवार्तिकादत्र [पृ० ३०] एका कारिकापि उद्धृता, अन्येषामपि तद्ग्रन्थानां छाया तत्र तत्र विलोक्यतेऽस्मिन् ग्रन्थे।

### सम्पादनाधारभूता आदर्शाः

अस्य ग्रन्थस्य मूलमात्राणां कारिकाणां सम्पादनं विधाय मुद्रणम् इसवीये १९२४ वर्षे पुण्यपत्तनात् [POONA] प्रकाशिते जैनसाहित्यसंशोधके परिशिष्टरूपेण श्रीमद्भिर्जिनविजयैर्विहितम्।

ततः परम् आगमप्रभाकरैर्मुनिराजश्रीपुण्यविजयजीमहोदयैर्वर्षद्वयकात् पूर्वं खंभातनगरे श्री शान्तिनाथजैनज्ञानभाण्डागारे स्वोपज्ञवृत्तियुता अस्य ग्रन्थस्य एकैव तालपत्रात्मिका प्रतिरुपलब्धा। अतस्तत्संशोधनाद्यर्थं तैरेव प्रेरितेन मयास्य सम्पादनकार्यमारब्धमासीत्। उपयोगिनी सामग्री अपि तैरेव प्रेषिता। अस्य सम्पादने इमे चत्वार आदर्शा अवलम्बिताः–

P मुनिराजश्रीपुण्यविजयजीमहाभागैरणहिलपुरपत्तने विद्यमानामेकां मूलमात्रप्रतिमवलम्ब्य गृहीताः पाठभेदाः।

N बीकानेरनगरे 'अगरचन्दजी नाहटा' समीपे विद्यमानामेकां मूलमात्रां जीर्णप्रतिमवलम्ब्य पुण्यविजयजीमहा भागैरेव गृहीताः पाठभेदाः।

S खंभातनगरे श्रीशान्तिनाथजैनज्ञानभाण्डागारे (संख्यांक २७३) विद्यमाना स्वोपज्ञवृत्तियुतस्यास्य ग्रन्थस्य ६१तमपत्रपर्यन्ता तालपत्रात्मिका प्रतिः। अस्यां प्रतौ १, १८, ३४, ४१, ४७, ४८, ४९, ५० इत्यङ्कानि पत्राणि, ६२त आरभ्यान्तिमानि च द्वित्राणि पत्राणि नोपलभ्यन्ते। ४० तमं पत्रमप्यर्धं त्रुटितम्। अस्य ग्रन्थस्य सम्पादनमिमामेव एकां प्रतिमवलम्ब्य प्राधान्येन सम्पन्नमित्यपि ध्येयम्।

अस्यां प्रतौ प्रान्तभागे क्वचित् कानिचिदक्षराणि घृष्टप्रायाणीति न सम्यक् पठितुं पार्यन्ते, तथापि पूर्वापरसम्बन्धाद्यनुसारेण महता चक्षुःश्रमेण च प्रायः सर्वत्रापि पाठा निर्धारिताः।

अस्यां प्रतौ मूलं तद्वृत्तिश्चेति मिश्रमेव वर्तते। 'अपेक्षितमात्र एव मूलकारिकांशः, तदुपरि अपेक्षिता वृत्तिः' इत्यनयैव सरण्या ग्रन्थोऽयं शाकटायनाचार्येण विरचितः। यावन्ति पत्राणि नोपलभ्यन्ते तत्र विद्यमाना मूलकारिका N.P. प्रती अवलम्ब्यात्र पूरिताः, तथापि तदवगतयेऽत्यन्तमुपयोगिना टीकांशेन वयं वञ्चिता एव। यः कश्चिदेतावन्तं त्रुटितमंशं कुतश्चिदपि शोधयिष्यति स धन्यवादार्हो भविष्यति।

A 'अगरचंदजी नाहटा' समीपे विद्यमानानि सवृत्तिकस्यास्य स्त्रीनिर्वाणप्रकरणान्त्यभागस्य अल्पीयसा केवलिभुक्ति-प्रकरणाद्यभागेन सहितानि त्रीण्येव तालपत्राणि।

N. P. प्रत्योः काश्चन कारिका न विद्यन्ते, पाठा अपि अनेकत्राशुद्धाः। S. प्रतावपि केचित् पाठा अशुद्धाः। A. प्रतावप्येवम्। शुद्धत्वेन सम्भाविताः केचित् पाठाः अत्र (  ) वृत्तकोष्ठके न्यस्ताः। ये तु ग्रन्थान्तराद्याधारेण परिपूरितास्तेऽत्र [  ] चतुरस्रकोष्ठके न्यस्ताः।

अस्मिन् कार्ये यथामति प्रयतितेऽपि हस्तलिखितादर्शेष्वशुद्ध्यादिबाहुल्यादस्मन्मतिमान्द्याच्च येऽत्र दोषा अवस्थिताः प्रादुर्भूता वा ते क्षम्यन्तां सज्जनैरिति प्रार्थये।

## बहुमानावेदनम्

मुनिराजश्रीपुण्यविजयजीमहाभागैरेवैतत् सम्पादनं कर्तुं प्रेरितोऽहम्। वर्षपञ्चकात् प्राक् सम्पन्नमप्येतत् कार्यम्। तथापि विधिवशाद् मुद्रणात् प्रागेव तेषां दिवंगतत्वाद् मुद्रितमिमं ग्रन्थं द्रष्टुं तेऽस्माकं मध्ये न विद्यन्ते। तथापि तेषां करकमले ग्रन्थमिमं मनसा निधाय कृतज्ञतां कृतकृत्यतां चानुभवामि।

अस्य ग्रन्थस्य मुद्रणं चिरविलम्बितमासीत्। 'प्रो० खीमचंदभाई चांपशीभाई शाह — रतिभाई दीपचंदभाई देसाई — पं० दलसुखभाई मालवणिया' इत्येभिर्महोदयैरस्य मुद्रणादौ महत् साहायकमनुष्ठितम्।

अन्तेवासिभ्यां मुनिश्रीदेवभद्रविजय-मुनिश्रीधर्मचन्द्रविजयाभ्यामस्य सम्पादनेऽनेकधा साहायकमनुष्ठितम्।

एते सर्वेऽपि धन्यवादमर्हन्ति।

परमात्मनः, पूज्यानां गुरुदेवानां पितृचरणानां मुनिराजश्रीभुवनविजयजीमहाराजानां च कृपया इत्थं सम्पादितोऽयं ग्रन्थो विदुषां पुरत उपन्यस्यते

— इत्यावेदयति
आचार्यमहाराजश्रीमद्विजयसिद्धिसूरीश्वरपट्टालंकार—
आचार्यमहाराजश्रीमद्विजयमेघसूरीश्वरशिष्य—
मुनिराजश्रीभुवनविजयान्तेवासी
मुनिजम्बूविजयः।

विक्रमसंवत् २०२९
विजया दशमी
सादडी (राजस्थानम्)

श्री शंखेश्वरपार्श्वनाथाय नमः

आचार्यमहाराजश्रीमद्विजयसिद्धिसूरीश्वरजीसद्गुरुदेवेभ्यो नम:।
आचार्यमहाराजश्रीमद्विजयमेघसूरीश्वरजीसद्गुरुदेवेभ्यो नम:।
सद्गुरुदेवमुनिराजश्रीभुवनविजयजीपादपद्मेभ्यो नम:।

# प्रस्तावना

परम कृपाळु परमात्मा तथा परम उपकारी श्री सद्गुरुदेवनी कृपाथी शाकटायनाचार्य विरचित स्वोपज्ञवृत्तियुक्त स्त्री-निर्वाणप्रकरण तथा केवलिभुक्तिप्रकरण आ बे प्रकरणोनो बनेलो आ ग्रंथ प्रकाशित थई रह्यो छे ए अमारे माटे घणो आनंदनो विषय छे.

मारी संशोधन प्रवृत्तिना एक महान् प्रेरक, उपबृंहक अने विविध रीते सहायक, अनेकानेक ज्ञानभंडारोना महान् उद्धारक अने विविध शास्त्रोना आजीवन महान् संशोधक पुण्यनामधेय आगमप्रभाकर स्व० मुनिराज श्री पुण्यविजयजी महाराजे खंभातना श्री शान्तिनाथजी ज्ञानभंडारमां विद्यमान एक मात्र अने कंईक खंडित आ सटीक ग्रंथनी ताडपत्र लिखित प्रतिने आधारे आ ग्रंथनुं संशोधन-संपादन कार्य केटलांक वर्षो पूर्वे मने सोंपेलुं हतुं. देव-गुरु कृपाए यथासंभव संपादन करीने आ ग्रंथनुं प्रेसमेटर तैयार करीने तेओश्रीनी सेवामां में मोकली आप्युं हतुं. परन्तु तेओश्रीनी तीव्र ईच्छा छतां अनेक कारणोने लीधे तेनुं मुद्रण तेमनी हयातीमां थई शक्युं नहि. तेथी आजे आ ग्रंथ मुद्रित थईने प्रकाशित थई रह्यो छे ए वातनो जेम अमने हर्ष छे तेम आ कार्यना मूलभूत प्रेरक आजे जोवा रही शक्या नथी ए वातनुं अमने दुःख पण छे. छतां गमे तेम तो ये एमनी भावना पूर्ण करी शकाई छे ए वातथी अमने आनंद छे.

**विषय:** 'स्त्रीओ मोक्षमां जई शके छे तेमज केवलज्ञानी जरूर जणाय त्यारे कवलाहार ले छे' ए आ ग्रंथनो विषय छे. जैनोमां श्वेतांबर जैनो आगम तथा अनुमान प्रमाणथी आ बंने वातो स्वीकारे छे. परंतु दिगंबर जैनो आ बंने वातोनो विरोध करे छे अने ते साहजिक छे. कारणके दिगंबरोए ज्यारथी 'वस्त्र-पात्रनो एकान्ते अभाव होय तो ज पांचमुं अपरिग्रह महाव्रत होई शके' आ वातनो पुरस्कार शरू कर्यो त्यारथी स्त्रीओने पांचमा महाव्रतनो सर्वथा निषेध करवो ज पडे ए परि-स्थिति तेमना पक्षे निर्माण थई. केमके स्त्रीओने वस्त्र विना चाली शके ज नहि अने वस्त्र होय तो पांचमुं महाव्रत ज उडी जाय. पांचमुं महाव्रत न होय तो सर्वविरति चारित्र पण स्त्रीओने न ज होई शके. अने सर्वविरति चारित्र न होय तेथी मोक्ष पण स्त्रीओने न ज होई शके. एटले जे आगमादि शास्त्रोमां साधु-साध्वीओने वस्त्रादि उपधिनुं विधान होय तथा स्त्री-निर्वाणनो उल्लेख होय ते शास्त्रोने ज 'मूल शास्त्रो लुप्त थई गयां छे' एम कहीने उडावी देवां अथवा प्रमाणभूत न मानवां अने पोते मानेलां प्राचीन शास्त्रोमां पण ज्यां स्त्रीनिर्वाणनो उल्लेख आवतो होय त्यां स्त्रीनिर्वाणनो पाठ ज [1]उडावी देवो अथवा स्त्रीनिर्वाणनो अर्थ ज बदली नाखवो आ ज एमने माटे मार्ग रहे ए साहजिक छे. ते ज प्रमाणे भिक्षा-पात्रनो एकान्त अभाव मानवाने लीधे, तीर्थंकरो माटे कोई पण प्रसंगे पात्रमां आहार बीजा कोई पण लावी शके नहि अने तीर्थंकरो केवली थया पछी भिक्षा माटे पोते जाय ए उचित लागे नहि एवा गमे ते कोई पण कारणसर केवलिभुक्तिनो पण एकान्त निषेध आवी पड्यो.

---

१. दिगंबरोमां अत्यंत पूज्य गणाता षड्खंडागम-धवल ग्रंथनी प्राचीनतम हस्तलिखित प्रतिमां मूळनो स्त्रीनिर्वाण संबंधी पाठ केवी व्यवस्थित रीते उडावी देवामां आव्यो छे ए माटे जुओ – श्री जैन सत्यप्रकाश, वर्ष १५ अंक ९ ता० १५–६–५० क्रमांक १७७ना पृ० १७८-१८५मां अमारो लेख 'दिगंबर जैनो अने संजद शब्द'

स्त्रीनिर्वाणनो अने स्त्रीओने सर्वविरति चारित्रनो निषेध करवाथी 'भगवान साधु-साध्वी-श्रावक-श्राविका रूप चतुर्विध संघनी स्थापना करे छे' आ वातनो ज उच्छेद थई जाय छे. साध्वी ज न होवाथी त्रिविध संघ बनी जाय छे. एकान्ते वस्त्रनिषेधक दिगंबरोना पक्षमां आवा अनेक दोषो आवी पडया.

आम छतां [1]प्राचीन समयमां, केटलाक तटस्थ अने विचारक "[2]यापनीय' नामे ओळखाता साधुओ पण हता के जे दिगंबर–नग्न रहेता होवा छतां एकान्ते वस्त्र-पात्रना विरोधी न हता. सामान्य संयोगोमां पोते वस्त्र न पहेरता होवा छतां आपवादिक प्रसंगोमां साधुओ माटे तथा सामान्य रीते बधी साध्वीओ माटे वस्त्रनुं परिधान स्वीकारता हता, केवलिभुक्ति पण मानता हता, तथा आचारांगादि आगमो अने तेनी निर्युक्ति वगेरेने पण प्रमाणभूत मानता हता.[3] यापनीय संघना साधुओए जे साहित्य रच्युं छे ते पैकीनो आ पण एक ग्रंथ छे. आमां बे प्रकरणो होवा छतां बे स्वतंत्र ग्रंथो समजवाना नथी. एक ज ग्रंथनां बे प्रकरणो अहीं ग्रंथकारने विवक्षित छे. स्त्रीनिर्वाणप्रकरणनी प्रथम कारिका जोतां आ वात स्पष्ट जणाशे. प्रथम कारिकामां स्त्रीनिर्वाण अने केवलिभुक्तिनी रचना करवानी प्रतिज्ञा करीने खरेखर बीजी कारिकाथी ज स्त्रीनिर्वाणनी चर्चानो ग्रंथकारे प्रारंभ कर्यो छे. ए पूर्ण थया पछी केवलिभुक्तिनी चर्चा ग्रंथकारे शरू करी छे [जुओ पृ० ३९ पं० १]. तेथी एक ज ग्रंथनां आ बंने प्रकरणो अथवा परिच्छेदो समजवाना छे.

**कर्ता :–** आ ग्रंथना कर्ता शाकटायन छे ए वात आ ग्रंथना पृ० १२मां ग्रंथसमाप्तिमां रहेला "इति स्त्रीनिर्वाणकेवलिभुक्तिप्रकरणं(णे)। कृतिरियं भगवदाचार्यशाकटायनभदन्तपादानामिति ॥" आ उल्लेखथी निश्चित छे. स्याद्वादरत्नाकरमां वादी देवसूरिए पण "यदाह शाकटायनः" एम जणावीने केवलिभुक्ति प्रकरणनी प्रथम कारिका उद्धृत करी छे.

---

१. दर्शनसारना कर्ता दिगंबराचार्य देवसेनसूरिना कथन प्रमाणे विक्रम संवत् २०५मां यापनीय संघ अस्तित्वमां आव्यो हतो. जुओ आ अंगे तथा यापनीय साहित्य अंगे खूब ज विस्तारथी विवेचन करतो लेख–'यापनीय साहित्यकी खोज' [जैन साहित्य और इतिहास, पृ० ४१-६०, लेखक–नाथूराम प्रेमी]

२. हरिभद्रसूरिविरचित षड्दर्शनसमुच्चयनी गुणरत्नसूरिकृत टीकामां जैनमतनिरूपण प्रसंगे यापनीयो माटे नीचे मुजब उल्लेख छे—

"अथादौ जैनमते लिङ्ग-वेषा-ऽऽचारादि प्रोच्यते। जैना द्विविधाः श्वेताम्बरा दिगम्बराश्च। तत्र श्वेताम्बराणां रजोहरण-मुखवस्त्रिका-लोचादिर्लिङ्गम् चोलपट्ट-कल्पादिको वेषः; पञ्च समितयस्तिस्रश्च गुप्तयस्तेषामाचारः। . . . . . . अहिंसा-सत्या-ऽस्तेय-ब्रह्म-ऽऽकिञ्चन्यवान् क्रोधादिविजयी दान्तेन्द्रियो निर्ग्रन्थो गुरुः। माधुकर्या वृत्त्या नवकोटीविशुद्धस्तेषां नित्यमाहारः। संयमनिर्वाहार्थमेव वस्त्रपात्रादिधारणम्। वन्द्यमाना धर्मलाभमाचक्षते।

दिगम्बराः पुनर्नाग्न्यलिङ्गाः पाणिपात्राश्च। ते चतुर्धा काष्ठासंघ-मूलसंघ-माथुरसंघ-गोप्यसंघभेदात्। काष्ठासंघे चमरीवालैः पिच्छिका। गोप्या मायूरपिच्छिकाः। मूलसंघे मायूरपिच्छैः पिच्छिका। माथुरसंघे मूलतोऽपि पिच्छका नादृता। आद्यास्त्रयोऽपि संघा वन्द्यमाना धर्मवृद्धिं भणन्ति, स्त्रीणां मुक्तिं केवलिनां भुक्तिं सद्व्रतस्यापि सचीवरस्य मुक्तिं च न मन्यन्ते। **गोप्यास्तु वन्द्यमाना धर्मलाभं भणन्ति, स्त्रीणां मुक्तिं केवलिनां भुक्तिं च मन्यन्ते। गोप्या यापनीया इत्यपि उच्यन्ते।**"–पृ० १६०-१६१

षट्प्राभृतटीकामां दिगंबराचार्य श्रुतसागरसूरि जणावे छे के–"यापनीयास्तु . . . . . स्त्रीणां तद्भवे मोक्षं केवलिजिनानां कवलाहारं . . . . कथयन्ति।" (माणिक्यचन्द्र दिगम्बर जैन ग्रंथमाला प्रकाशित पृ० ११)

३. यापनीयोना विचारो कंईक अंशे श्वेतांबरोने अने कंईक अंशे दिगंबरोने अनुरूप हता छतां तेमना आचारो दिगंबरोने विशेष अनुरूप होवाथी तेमणे रचेलुं घणुंखरुं साहित्य दिगंबर साहित्यमां समाई गयुं जणाय छे. आथी यापनीय आचार्य शाकटायने रचेला 'शाकटायन' व्याकरणनो तथा शिवार्ये रचेला आराधना अपरनाम भगवती आराधना (अथवा मूलाराधना) आदि यापनीय ग्रंथोनो दिगंबरोमां ज घणो प्रचार छे. जुओ 'जैन साहित्य और इतिहास'मां प्रकाशित थयेला नाथूराम प्रेमीजीना त्रण लेखो–१ आराधना और उसकी टीकायें (पृ० २३-४०), २ यापनीय साहित्यकी खोज (पृ० ४१-६०), ३ शाकटायन और उनका शब्दानुशासन (पृ० १५०-१६२).

विक्रमनी प्राय: चौदमी शताब्दीमां कोई श्वेतांबर जैन विद्वाने तेमना समयमां उपलब्ध जैन ग्रंथोनी एक सूची घणी शोधखोल पूर्वक तैयार करी हती. तेमां कयो ग्रंथ कई भाषामां कोणे रच्यो हतो तथा तेनुं केटलुं परिमाण हतुं इत्यादि वातोनुं संक्षिप्त निरूपण आपेलुं छे. आनुं नाम 'बृहट्टिप्पणिका' छे. ऐतिहासिक आदि दृष्टिए आ बृहट्टिप्पनिका घणी महत्त्वनी छे. तेमां आ ग्रंथनो आ रीते परिचय आप्यो छे—

"केवलिभुक्ति-स्त्रीमुक्तिप्रकरणं शब्दानुशासनकृत्शाकटायनाचार्यकृतं तत्संग्रहश्लोकाश्च ९४।"

आ उपरथी तेमना समयमां 'आ ग्रंथ तथा शाकटायन व्याकरणना कर्ता शाकटायन एक ज छे' ए वात खूब प्रसिद्ध हती एम जणाय छे. विक्रमनो बारमो-तेरमी शताब्दोना महान् विद्वान प्रसिद्ध आचार्य मलयगिरिसूरिए नन्दिसूत्रनी टीकामां नीचे मुजब शाकटायननो उल्लेख कर्यो छे—

"शाकटायनोऽपि यापनीययतिग्रामाग्रणीः स्वोपज्ञशब्दानुशासनवृत्तावादौ भगवतः स्तुतिमेवमाह— 'श्रीवीरममृतं ज्योतिर्नत्वादिं सर्ववेदसाम्।' अत्र च न्यासकृता व्याख्या—'सर्ववेदसां सर्वज्ञानां स्वपरदर्शनसम्बन्धिसकलशास्त्रानुगतपरिज्ञानानामादि प्रभवं प्रथममुत्पत्तिकारणम्' इति" पृ० १६A।

शाकटायन व्याकरण उपर शाकटायने स्वोपज्ञ अमोघा नामनी वृत्ति रचेली छे. तेमां शाकटायने आवश्यक, छेदसूत्र, कालिकसूत्रो आदि आगम ग्रन्थोनो तथा निर्युक्ति भाष्य आदिनो उल्लेख करेलो छे. घणा ज समयथी दिगंवरो आ आगमादि ग्रंथोने मानता नथी, यापनीयो मानता हता. एटले आचार्यश्री मलयगिरिजीए शाकटायन माटे 'यापनीययतिग्रामाग्रणी' तरीके करेलो उल्लेख बीलकुल यथार्थ छे. आथी आ ग्रंथना प्रारंभमां 'यापनीययतिग्रामाग्रणीभदन्तशाकटायनाचार्यविरचिते स्त्रीनिर्वाण केवलिभुक्तिप्रकरणे' एम अमे पण उल्लेख कर्यो छे. कारणके स्त्रीनिर्वाण-केवलिभुक्तिप्रकरणना तथा शाकटायन व्याकरणना कर्ता शाकटायन एक ज छे एम मानवामां अमने कशी बाधा जणाती नथी. बृहट्टिप्पनिकाकारे तो ए प्रमाणे जणावेलुं छे ज तेम ज यापनीय संघना सिद्धांतो साथे पण आ बंने प्रकरणो सुसंगत छे. आ बंने प्रकरणोना कर्ता शाकटायन जेम एकान्ते दिगंवर नथी तेम एकांते श्वेतांबर पण नथी आ वात बंने प्रकरणोनी टीका जोतां स्पष्ट जणाई आवे तेम छे. [जुओ स्त्रीनिर्वाणटीका पृ० २२ वगेरे.]. आ बंने प्रकरणोना कर्ता शाकटायन यापनीय छे ए स्पष्ट छे. उपरांत शाकटायनव्याकरणनी स्वोपज्ञ अमोघा वृत्तिमां आवतो एक महत्वनो उल्लेख पण आ वातने पुष्ट करे छे. शाकटायन व्याकरण १-३-१६८नी वृत्तिमां जणाव्युं छे के—

"शोभनः सिद्धेर्विनिश्चयः शिवार्यस्य शिवार्येण वा।"

आ शिवार्यना सिद्धिविनिश्चयनो उल्लेख स्त्रीनिर्वाण प्रकरण [पृ० १९] मां आ रीते छे—

"अस्मिन्नर्थे भगवदाचार्यशिवस्वामिनः सिद्धिविनिश्चये युक्त्यभिधायि आर्याद्वयमाह—

'यत् संयमोपकाराय वर्तते प्रोक्तमेतदुपकरणम्।
धर्मस्य हि तत् साधनमतोऽन्यदधिकरणमाहार्हन्॥
अस्तैन्य-बाहिरव्युत्सर्ग-विवेकैषणादिसमितीनाम्।
उपदेशनमुपदेशो ह्युपधेरपरिग्रहत्वस्य॥"

शिवस्वामी अने शिवार्य एक ज छे, उपरनी बंने आर्याओनो उल्लेख पण साधुओने माटे वस्त्रादि उपधिनुं समर्थन करवा माटे करेलो होवाथी शिवार्य यापनीय हता अने व्याकरणकार तथा स्त्रीनिर्वाणकेवलिभुक्तिप्रकरणकार शाकटायन पण एक ज हता अने यापनीय हता इत्यादि अनेक वातो पण उपरना उल्लेखथी स्पष्ट थई जाय छे.

शाकटायन व्याकरणना २।१।१। सूत्रनी अमोघावृत्तिमां "इतिशिवार्यम्। तच्छिवार्यम्। अहोशिवार्यं वर्तते। शिवार्यशब्दो लोके सुष्ठु प्रथत इत्यर्थः।" आ रीते खूब बहुमानपूर्वक पुनः शिवार्यनो उल्लेख करेलो छे ए जोतां तेम ज आराधना अपरनाम भगवती आराधना [मूलाराधना]ना कर्ता शिवार्यनी अत्यंत प्रसिद्धि जोतां शाकटायनने अभिप्रेत शिवार्य अने भगवती आराधनाना कर्ता शिवार्य पण एक ज छे एम जणाय छे. 'भगवती आराधनाना कर्ता शिवार्य यापनीय हता' एम अनेक युक्तिओथी नाथूराम प्रेमीजीए प्रतिपादित कर्युं छे. शिवार्य यापनीय हता आथी ज, दिगंवरोमां अत्यंत पूज्य गणाता भगवती आराधनानी

"आचेलक्कुद्देसियसेज्जाहररायपिंडकिइकम्मे।
वयजेट्ठपडिक्कमणे मासं पज्जोसवणकप्पो॥४२१॥"

आ गाथानी अपराजितसूरिए रचेली विजयोदया नामनी प्राचीन टीकामां [उच्छ्वास ४, पृ० ६११-६१२] पण यापनीय संघनो विचारधाराने अनुसरतो स्पष्ट निर्देश नीचे मुजब जोवा मळे छे—

"अथैवं मन्यसे पूर्वागमेषु वस्त्रपात्रादिग्रहणमुपदिष्टम्। तथा हि आचारप्रणिधौ भणितम्—"प्रतिलिखेत् पात्रकम्बलं ध्रुवम्" इति। असत्सु पात्रादिषु कथं प्रतिलेखना ध्रुवं क्रियते? आचारस्यापि द्वितीयोऽध्यायो लोकविच(ज?)यो नाम, तस्य पञ्चमे उद्देशे एवमुक्तम्—"पडिलेहणं पादपुंछणं उग्गहं, कडासणं, अण्णदरं उवधिं पावेज्ज" इति। तथा वत्थेसणाए वुत्तं—"तत्थ एसे हिरिमणे सेगं वत्थं वा धारेज्ज पडिलेहणगं विदियं। तत्थ एसे जुग्गिदे दे(?)से द्रुवे वत्थाणि धारिज्ज पडिलेहणगं तदियं। तत्थ एसे परिस्सहं अणधिहासस्स तओ वत्थाणि धारेज्ज पडिलेहणं चउत्थं।" तथा पायेसणाए कथितं—"हिरिमणे वा जुग्गिदे वावि अण्णगे वा तस्स णं कप्पदि वत्थादिकं पादचारित्तए" इति। पुनश्चोक्तं तत्रैव—"अलाबुपत्तं वा दारुगपत्तं वा मट्टिगपत्तं वा अप्पपाणं अप्पस(ह)रिदं तथाअ(तह)प्पकारं पात्रंन लाभे सति पडिग्गहिस्सामि" इति। वस्त्र-पात्रे यदि न ग्राह्ये कथमेतानि सूत्राणि नीयन्ते? भावनायां चोक्तम्—"वरिसं चीवरधारी तेण परमचेलके तु जिणे" इति। तथा सूत्रकृतस्य पुण्डरीकेऽध्याये कथितम्—"ण कहेज्जा धम्मकहं वत्थपत्तादिहेदुं" इति। निषेधे[=निशीथे]ऽप्युक्तम्—"कसिणाइं वत्थकंवलाइं जो भिक्खु पडिग्गहिदि पज्जदि मासिगं लहुगं" इति। एवं सूत्रनिर्दिष्टे चेले अचेलता कथम्? इति।

अत्रोच्यते—आर्यिकाणामागमेऽनुज्ञातं वस्त्रम्, कारणापेक्षया भिक्षूणाम्, ह्रीमानयोग्यशरीरावयवो दुश्चर्माऽभिलम्बमानबीजो वा परीषहसहने वा अक्षमः स गृह्णाति।"

व्याकरणकार शाकटायन यापनीय होवाथी शाकटायनरचित अमोघा वृत्तिमां[1] आगमादिना उल्लेखो पण सुसंगत छे. समयनी दृष्टिए विचार करतां पण शाकटायन व्याकरण तथा आ ग्रंथना कर्ता शाकटायननो समय बराबर मळी रहे छे.

**समय**—"ख्याते दृश्ये ४।३।२०८।" आ व्याकरणसूत्रनी टीकामां "अरुणद् देवः पाण्ड्यम्। अदहदमोघवर्षोऽरातीन्।" आ प्रमाणे उदाहरणो शाकटायने आपेलां छे.[2] विद्वानोए 'अमोघवर्षे शत्रुओने बाळी नांख्या' आ बनावनो शिलालेखोने आधारे समय विचारीने शकसंवत् ७३६ [विक्रम संवत् ८७१]थी शकसंवत् ७८९ [विक्रम संवत् ९२४] वच्चे कोईक समये अमोघा वृत्तिनी रचना शाकटायने करी छे एवो निर्णय कर्यो छे.

---

१. एतकमावश्यकमध्यापय। अथो एनं यथाक्रमं सूत्रम्। १।२।२०३। "मासेन प्राभृतमधीतम्। १।३।१२६। आम्नाती द्वादशांगे १।३।१७१। सूत्राण्यधीष्व निर्युक्तीरधीष्व, ।१।४।१२०, ४।४।१४०। सषड्जीवनिकायमधीते। सपिण्डेषणमधीते। २।१।१८। भद्रबाहुना प्रोक्तानि भाद्रबाहवाणि उत्तराध्ययनानि। ३।१।१६९। चन्द्रसूर्योपरागश्च निर्घातो भूमिकम्पनम् ।तृतीयं गर्जितं विद्युदुल्का दाहो दिशां तथा॥ १॥ स्मशानाभ्यासमशुचिरुत्सवो दश सन्ध्यया।' इति कालिकसूत्रस्यानध्यायदेशकालाः पठिताः ३।२।७४। अथ त्वं सूत्रमधीष्व। अथ त्वमनुयोगमाधत्स्व।४।३।२८८-२८९। भवान् खलु च्छेदसूत्रं वहेत्। ४।४।१३३। प्रागार्यवज्रस्य मतेन नम् भवति १।२।१३। अनु सिद्धनन्दिनं संग्रहीतारः। उप सर्वगुप्तं व्याख्यातारः। उप विशेषवादिनं कवयः। तस्माद्धीना इत्यर्थः। १।३।१०४। तीर्थंकराणां षोडशः; चक्रधराणां पञ्चमः शान्तिः। .... सर्वगुप्तस्याचार्यस्य। २।१।५०। शेषात् सिद्धनन्दिनः। २।१।२२७। सिद्धनन्दिन आचार्यस्य २।१।२२९। श्रुतपालस्तु ग्रहणं मन्यते ।४।१।२५२। भाषायामिति श्रुतपालः। ४।१।२५३। जैननन्दिनः संग्रहः। सिद्धसेनीयः स्तवः ३।१।१८६। दशका उमास्वातीयाः २।४।-१८२। कुमारी श्रमणा कुमारश्रमणा २।१।७८। षड् नयानाहुः सिद्धसेनीयाः १।३।१७।"—शाकटायन व्याकरण अमोघा वृत्ति।

२. शाकटायनना समय आदि विषे विस्तारथी विचारणा शाकटायनव्याकरणनी प्रस्तावनामां जर्मन प्रोफेसर डॉ. ROBERT BIRWE ए करेली छे. प्रो. हीरालालजी जैन तथा डो० आदिनाथ उपाध्येए शाकटायन व्याकरणना आमुखमां बीजी पण घणी जाणवा जेवी माहिती आपेली छे. जिज्ञासुओए त्यां जोई लेवुं.

